# પારકર નિવાસીઓને પડકાર

છપાવી પ્રસિદ્ધ કરનાર

ક્ષત્રી દેવજી પાનાચંદ વારડે

મુ. નગરપારકર

જીલ્લો–થરપારકર (સિંધ)

પ્રત : ૧૦૦૦ આવૃત્તિ : પહેલી

સંવત ૧૯૯૫ સને ૧૯૩૯

કિંમત ૦–૨–૦

# —: પ્રસ્તાવના :—

પુજ્ય મહેરબાન–વિવેકશાળી, અનેક ગુણોના ભંડાર મારા શિરછત્ર પારકર નિવાસીઓને મારી નમ્રતાપૂર્વક અરજ છે કેઃ—

આપણા દેશનો આગળનો સિતારો કેવો હતો. તેનાથી કોઇ અજાણુ નથી. તથા આજના વાતાવરણની પણ સર્વ કોઇને જાણ છે.

તો મહેરબાનો મારી માગણી છે કેઃ—આપણી આજની અવ્યવસ્થા મટાડી પોતાની શુદ્ધ ઠેકાણે લાવવા વિનંતિ છે. અરેરે !! આજે જ્યાંત્યાં આપણા જ મુલકની ટોકો તથા ટીકાઓ થાય છે. અને તેથી શું તમને જરાપણ શર્મ કે લાગણી નથી થતી.? તે માટે જરૂર આપણને દિલમાં દેશદાઝ હોવી જ જોઇએ. અને જ્યાં સુધી દેશની સ્થિતિ નમાલી હશે, ત્યાંસુધી આપણો દેશ કોઇપણ દિવસ ચડતીમાં આવી નહિંજ શકે.

તો પુજ્ય મહેરબાનો, દેશને ચડતીમાં લાવવા, દેશની પ્રગતી કરવા, દેશનું ગૌરવ વધારવા, દેશમાં વિદ્યા વધારવા, દેશમાંથી કાયરપણું કાઢવા તથા દેશની થતી નિંદા દૂર કરવા પોતાનાથી બનતી મહેનત કરવા હંમેશને માટે તત્પર થઇ રહેવું એ દરેક દેશીની ફરજ છે.

આ કંઇ હસવાની વાત નથી,—આ કંઇ મશ્કરીની વાત નથી. અને આ બાબતોને મશ્કરી માનનારો ખરેખર પાપી જ ગણાય. કારણકે જેને પોતાના દેશની પરવા નથી. અરે લોકોએ તો શું પણ આપણા વડવાઓએ દેશને માટે પ્રાણો અર્પણ કર્યા છે તો આપણને પોતાના દેશનું ગૌરવ તો હોવું જ જોઇએ. જો તે પણ ન થઇ શકે તો ઘણીજ દુઃખની વાત છે. પુજ્ય માનવંતા સાહેબો હું કોઇ કવી નથી. તથા એવું લાંબુ કાંઇ ભણેલો નથી પણ પોતાના દેશની પડતીના નિશાનો

વાગતા જોઇ અરે પરદેશીઓની ટીકા સાંભળતો જોઈ–અરે તેમને આ દેશની હાલત માટે હસ્તા જોઇ મારા હૃદયમાં મારા દેશનું ગૌરવ ઉભરાઈ આવ્યું અને તે માટે આ પુસ્તક તૈયાર કરી આપ શ્રીમતોને ચર્ણે આ દાસે ધર્યું છે તો તે સ્વીકારી ભુલચુક માફ કરશોજી. તથા વ્હાલા વતનની પ્રગતિ કરવા બનતું કરશોજી. તો આભાર

લી. આપનો સદાનો સેવક

ક્ષત્રી દેવજી પાનાચંદ વારડ.

નગરપારકર તાબે થરપારકર (સિંધ)



## રાગ—કલ્યાણ.

શ્રી જગતપિતા, પ્રભુ વિશ્વનિયંતા;
અરજ ઉરમાં ધારજો, હરી વિઘ્ન સૌ હર્તા.—ટેક
આપ પિતા છો, અમે બાળકો, અરજ અમારી એક;
શુભમતિ આપો સદ્‌ગુણ સાથે, વળી મહિં વિવેક. શ્રી૦ ૧
નિશદીન રહીએ, નિર્મળ મનમાં, અંતર થાય ઉજાશ;
શુભ ગુણ લઇએ સહુએ સમજી, એજ અમારી આશ, શ્રી૦ ૨
શોર અને ઉત્પાત વધ્યો છે, અમ ભુમિમાં આજ;
કષ્ટ કાપજો, દિન દયાળુ, કરીએ હિત સૌ કાજ. શ્રી૦ ૩
અમે ઉદાસી, નગરનિવાસી, આજે વિશ્વાધાર;
પાપ અમાપ અમારા કાપો, કરૂણાળુ કિર્તાર. શ્રી૦ ૪
બહુ કુધારો અમ મહિં છે, જાણો છો પ્રભુ આપ;
કુમતિ કાપો અવગુણ સાથે, સૌ જગતના બાપ. શ્રી૦ ૫
કરજોડીને કહે દેવજી, વિશ્વતણા શિરતાજ;
પાલકદાતા મહેર કરો આ, અમ ભુમિ પર આજ. શ્રી૦ ૬

---

### ( વાગ્યા કૌરવ કુળતણા નિશાન—એ રાગ. )

સુણો સુણો નગર નિવાસી, એક વિનતી મારીરે;
જેનું વર્ણન કરતાં થાય, દુઃખ મને ભારીરે. ૧
કેવા મહાપુરુષો થયા આંહી, તે સર્વે ના વિસારોરે;
હાલ કેવા રહ્યા છે તે માંહી, જરા વાત વિચારોરે. ૨
ડહાપણ વડવાઓએ ઉદિષ્ટ, કોઇ એની તોલે નાવેરે.
શુરવિરોના પુત્રો ધર્મિષ્ટ, કાં કહેણી હલકી કહાવેરે. ૩

અહા ! પારીનગરનું શહેર, દેશ દેશે વખણાએરે;
વળી રૂપાળું નવલું નગર, કાળુંઝરની કોરેરે. ૪
જેમાં ક્ષત્રીઓ કરતા રાજરે, કેશરીના માનેરે;
એક રૈયત કેરે કાજ, ઝુઝી મરતા મેદાનેરે. ૫
અહા ભાલાઓને ગણતા ભાઈ, તલવાર તેઓની બેનીરે;
બખ્તર હતા બાપને સમાન, ઢાલો માડી તેઓનીરે; ૬
કાળુંઝર કરતો એ નાદ, તલવાર ને ભાલાનીરે;
યાં પંખીડાં લલકારે સુર, ધુન કરતા વિરોનીરે. ૭
વળી પ્રજામાં એકેએક મર્દ, કોઈ નહોતો નમાલોરે;
ચડે યુધ્ધે જન અનેક લઇ શિરોઈ કે ભાલોરે. ૮
ધાડેલાના ટોળા આવી છેક, આ દેશને લુંટેરે;
કરવા રક્ષણ વર્ણ દરેક, બાથ બીડી મરી ખુટેરે. ૯
વળી વિદ્યામાં ગર્વિષ્ટ, દેશ દેશમાં રૂડો રે;
આવે પારકર જોવાને માટ, પરદેશીઓનો મેળોરે. ૧૦
અહા તેજ ભુમિના તનુજો, તમે આમ કાં બેઠારે;
ઉઠો જાગોને મારા વીર, લોકો કરે છે ચેષ્ટારે. ૧૧
હાય હાલ નથી એવી બીક, રૂડા પ્રભુના પ્રતાપેરે;
તોએ થઈ ગયા શક્તિહીણ, આપણ કેમ આજેરે. ૧૨
અરે વ્યસનો વધાર્યા વિધવિધ, તે તમોને ન શોભેરે;
વળી દુરાચારોનો ઉમેર, જેથી પ્રભુ તો કોપેરે. ૧૩
ઘણા કુધારા પેઠા દેશમાંહી, જેથી થઇ છે ખરાબીરે;
નથી કોઇને શુદ્ધ કે શાન, જેમ બેઠા કો શરાબીરે. ૧૪
જરા લાગણી નથી ધરતા, હૈડામાંહી કોઇરે;
આપણ દેશની ટોક સ્ર્વ કરતા, લાજ ના બેસો ખોઇરે. ૧૫

આજ કુસંપો વધ્યા છે અનેક, જેથી દેશતો ડુબેરે;
આંખ ઉઘાડી જુઓ મારા વીર, ઘેન ચડયા છે ખુબેરે. ૧૬
વિદ્યાવાન પારકર દેશમાં, વિદ્યા શું જાય હાલીરે;
ચેતન થઇને મ્હારા વીર, વિદ્યા કરોને વ્હાલીરે. ૧૭
જેમાં સર્વે સમાયું છે સુખ, તેને કદીના છાંડોરે;
દિપાવો જગે જનનીની કુખ, જેવા કુન્તિના પાંડવોરે. ૧૮
રાખી સંપ અને સૌ, ગર્વ માતૃભુમિનું વધારોરે.
મળી હિંદુ મુસ્લીમ સૌ ભાઈ, જય માતની બોલાવોરે. ૧૯
આપનો સેવક રંક ક્ષત્રી, દેવજી એમ બોલેરે;
કુધારો કાઢી દેશને સુધારો, વખત જાય અણુમુલેરે. ૨૦

---

(બિચારા દિન બની નરનાર ભારતમાં કંઈક ભૂખે મરતા એ—ઢબ)

વિચારો દિલમંહી નરનાર, જગતમાં બહુ આગે પડવા—ટેક.

તમારા દેશ તણું સન્માન,
દિપાવો તન મન ધનથી આમ;
કરી લ્યો પરમાર્થ બહુ, ધરો હિમતને;
નામ અમર કરવા—વિચારો૦ ૧

અરે એ પારીનગર પ્રખ્યાત,
તમારા દેશ મહિં વિખ્યાત;
ધરો કંઈ, ગર્વ હૈયે, ના બનો નિરાસી;
કિર્તિ જગે ધરવા—વિચારો૦ ૨

અહા આ નગર મહિં નિર્ધાર,
બનાવ્યો :કાળંઝર કિર્તાર;

કરી છે, મહેર પ્રભુએ, કરૂણા કરીને;
ગરીબ સંકટ હરવા—વિચારો૦ ૩

અરે ઓ શુર તણા સંતાન,
બનો કાં આમ બહુ નાદાન;
તજીદો, નિંદ્રા બહુને જાગૃત થઇને;
જોધ બહુ ગરવા—વિચારો૦ ૪

વિદ્યામાં લીન બનો બહુ વીર.
ધરો કંઇ લક્ષ હુન્નરમાં ધીર;
બતાવો, તેજ, જગે કંઇ, દિપક થઇને;
જ્યારે પ્રગટ કરવા—વિચારો૦ ૫

કરો કંઇ દેશતણું હિત કાજ,
અહા ! તે મંહિજ તમારી લાજ;
અરજ, ક્ષત્રી, દેવજીની, ધરજો કાને;
સુપંથ સંચરવા—વિચારો૦ ૬

---

ઓ નગર નિવાસી, અમ અભિલાષિ, અરજ અમારી સુણો ઉરધારી, ટે.
મહાપરાક્રમી, આપણા વડવા, વિદ્યાવાન અને બળધારી—નગર૦ ૧
વિવેકશાળી એ ધીરવીરોએ નામ દિપાવ્યું, જગમાં ભારી—નગર૦ ૨
આજ સમાના, બાળકો એવા, કેવી બગાડી ચાલ નઠારી—નગર૦ ૩
યુવા માતાપિતા, સુલક્ષણો લઇને, પોતાના તનુજો ત્યોને સુધારી—ન૦ ૪
આંખ જો જો ઉઘાડી, ઉંઘને ટાળી, સૌ કોઇ વર્ણો, ને વ્યાપારી—ન૦ ૫
કુલક્ષણો ટાળી, સુધર્મો પાળી, ખરાબી સુધારો જે વધનારી—ન૦ ૬

માટે મારાવીર, રાખી હૈયે ધીર, દેવજીની વિનતિ, લ્યો ઉરધારી—ન૦ ૭
આરામ છોડીને, તનમન જોડીને બગડી બાજી લ્યોને સુધારી—ન૦ ૮

---

(ચડયો વડલાની ડાળે, ઘેરીઓ કાળે, મૃત્યુએ મારી ચોટ—એ ઢબ.)

એ નગર નિવાસી, આવા નિરાસી, આજે થયા છો કેમ ?
વિરભૂમિના વાસી, આવા ઉદાસી, આજે થયા છો કેમ ?—ટેક૦
લક્ષ દઇને, જુઓ વિચારી, નગર નિવાસી આંહી;
કેવા કંગાલ બન્યા છો તમે તે, ખ્યાલ કરો દિલમાંહીરે—એ૦ ૧
માનવંતા કેવા આપણુ વડવા, પરાક્રમ કરેલા અતિષ્ય;
આજે તમારા આ હાલ જોતાં તો, કેમ ન આવે રીસરે—એ૦ ૨
પારકર પરદેશે પુજાતો, ધ્યાન ધારી જુઓ વીર;
વિણુ બુદ્ધિશાળી હાલ બન્યા છો, કેમજ ધરવી ધીરરે—એ૦ ૩
ઉંઘ તોડી, આરામ છોડીને, કિર્તિ ફેલાવો દશદિશ;
દાસ દેવજી પર કરૂણા કરીને, વિનંતિ ધરજો વિશેષરે—એ૦ ૪

---

( સુણુ સચીવ માહેરા—એ રાગ. )

દેશ દાઝ ધરો દિલમાંહી, એ બંધુ મારા;
વળી સંપ અને સુલેહ, ધરો મમ પ્યારા. ૧
જીતી સુલક્ષણો સૌ વીર, ખરાબી ટાળો;
પાછી પાની ન કરશો ધીર, સુધર્મો પાળો. ૨
નાદાન થતા ના ભાઇ, કલેશે કયાંહી;
ચંદ્ર સરીખું દીપાવો તેજ, દશે દિશ માંહી. ૩
દયાવાન બનો બહુ વીર, દયાને ટાણે;
વાલીડા કરજો હામ, જગત સહુ જાણે. ૪

રટવું પ્રભુનું નામ, કપટ પરહરવું;
દેશાટન કરવા દુર, પંથ પરવરવું. ૫
નરનાર કરો વિચાર, સમયને જાણો;
ગર્વિષ્ટ ભુમિનું ગર્વ, દિલમાંહી આણો. ૬
રઢીયાળા બહુ આ, રાજ્ય નગરના ડેરા;
પારાણામાં બહુ, ભવ્ય અને એ ભલેરા. ૭
રસીઆ રસ લો બહુ, વિદ્યા મંહી તો આજે;
કરજો બહુ હિંમત, વિદ્યા દેવીને કાજે. ૮
રહો રાજી હંમેશાં, કદી ક્રોધ ન આણો;
શિખામણ લેશે સાર, વિરલો શાણો, ૯

---

( પિતાજી આ કોપ તમે શો કર્યો—એ રાગ. )

યુવાનો ઉઠો ચાલો તૈયાર થાઓ;
માતૃભુમિની વારે તમે ધાઓ. ૧
પડી ગઇ છે હાકલ જાગૃતિની;
ઉઠો વીરો જાગો થાય ધ્વની. ૨
પુકારે છે માતૃભુમિ તમારી;
જનેતાને લજવો છો બહુ ભારી. ૩
અહા મારા રત્નો ક્યાં રોળાઇ ગયા.
ગૌરવ વધારનારા ક્યાં એ ગયા. ૪
જેણે મારે કાજે પ્રાણો અર્પીયા;
હાય એ શુરવીરો ક્યાં રોકાઈ ગયા. ૫
અરેરે ! ! આજે મારૂં અપમાન થાય;
તોએ મ્હારી વારે કોઇ નવ ધાય. ૬

અહા મ્હારા પુત્રો શું નમાલા થયા;
અરેરે વિરતાના નુર ક્યાં ધોવાઇ ગયા. ૭
કોણ મારા આંસુડા આજે લુછે;
રોતી જનનીની ખબરો કો પુછે? ૮
કરી સિંહ ગર્જના, સાવધાન થાઓ,
અપમાન માડીનું થાતાં લજવાઓ. ૯
દેવજીની વિનંતિ, ધરી દિલમાંહી;
જયકાર ગજાવો, મર્દો બની આંહી. ૧૦

---

(પ્રભુ કરે તે ઠીક કરે છે; શોચ ધરે શિદને પ્રાણી—એ રાગ)

નગર નિવાસી, શોચ કરીને, ગર્વ ધરો કંઇ દિલમાંહી —ટેક૦
પારકરની ભુમિ રઢીયાળી, વસે વર્ણ અઢારે તાંહી;
હા ગર્વિષ્ટ એ દેશજ રૂડો, પ્રખ્યાતિ છે દશ દિશામાંહી—નગર૦ ૧
વિદ્વાન ને બળધારી હતા જે, આપણ વડવા જો આંહી;
દેશ વિદેશે માનવંતા તે, ધ્યાન ધરીને જુઓ દિલમાંહી—નગર૦ ૨
મહાપરાક્રમીને ક્ષમાધારી, શુરવીરો થયા તે આંહી;
એજ ભુમિના તમે તનુજો, આજ નમાલા થયા કયાંહી—નગર૦ ૨
દેશ ખરાબી આજ થઇ તે, ભેટ કરી જુઓ દિલમાંહી;
ઉંઘ ઉડાડી જાગૃત થઇને; નૌકા બચાવો ડુબે આંહી—નગર૦ ૪
હિમત રાખી મર્દ બનીને, ગર્વ ધરો કંઇ દિલમાંહી;
દાસદેવજી પર કરૂણા કરીને, વિનંતિ ધરજો હૃદયામાંહી—નગર૦ ૫

---

 ૨૨૭૯૨

( આજ પિરાણા બ્હારવટે નિસર્યાજીરે—એ રાગ )

ત્યાગોને શુરા વિરાઓ નિંદમાંથી રે;
ધરો કંઇ દિલે દેશદાઝ રાજ—ઝેરને વેર શુંરે કામનાજીરે. ૧
કલેશે કર્યો દેશ કુઅતોજી રે;
એવા ખાર ખુએ ખરાબી થાય રાજ—ઝેરને વેર૦ ૨
કપટી કપટ તજીને શાણા થાજી રે;
વળી લપટ થા શુભ લક્ષે રાજ—ઝેરને વેર૦ ૩
સર્વે જીવોને મિત્ર જાણવાજી રે;
પૂર્ણ પ્રકાશે પ્રેમ આણ રાજ—ઝેરને વેર૦ ૪
ભીતરથી તોડ વૈર ભાવનેજી રે;
અંતરથી તજી દે કલેશ રાજ—ઝેરને વેર૦ ૫
અવસરે અવસાન આવી પહોંચશે રે;
સદા વિચરજે સારી વાટ રાજ—ઝેરને વેર૦ ૬
ભજ્જેભાવ રાખીને ભગવાનનેજી રે;
તો થાશે સફળ સૌ કાજ રાજ—ઝેરને વેર— ૭
દાસ દેવજી પર કરૂણા કરીનેજી રે;
કંઇ ધરજે વિનંતિ વિશેષ રાજ—ઝેરને વેર૦ ૮



( કૌરવ પાંડવ જુગટે રમતાં પાંડવ ગયા પૃથ્વી હારી—એ ઢબ.)

પ્રભુના પ્યારા, પ્રેમ ધરી, કરજે સખાવતી સારી;
(સદા) વિચરજે સદ્ ધર્મમાં, કિર્તિ વધે તારી. ૧
ચડીશ ના કુચાલ કદી, કદી ક્રોધ ના કરતો;
ભલાઇના ભંડાર ભરી, હરીને રહે ભજતો. ૨

સદા રહે સદ્ ધર્મમાં, જે નિતિ રીતીમાં સારો;
પરમાર્થના પંથે વળે, (તે) પ્રભુને અતિ પ્યારો. ૩
કુડ કપટના કર્મથી, વળી ઠગાઇથી મળ્યું;
તે ધન કહે કોણ કાઢશે, જે ધુળમાં ધર્યું. ૪
સ્વપ્ન સમ આ દેહી છે, પલમાં પડી જશે;
પ્રભુ સ્મર્ણ વિના અરે, તારી શી ગતી થશે. ૫
બાળ અને બુઢાપણે, ડહાપણમાં પુરો થયો;
પરોપકારી કામ ન કીધું, જોતાં જનમ ગયો. ૬
અંધો થઈ ધંધામાં ધાયો, વળી વેડમાં વહ્યો;
સજજનનો તેં સંગ ન કીધો, રખડતો રહ્યો. ૭
છકી જઈ નવ છોડવો, સન્માર્ગ સારો વીર;
દાસ દેવજીની વિનતિ, ધરજે હૃદયમાં ધીર. ૮

---

## ગઝલ – કવાલી.

**વદે છે મુખથી વાણી, અધર્મી અંધતાનીમાં;**
**કહે છે પારકર પાછળ, જગતના સર્વ દેશોમાં—ટેક.**

ઘેલાઓ ઘેલછા કરતા, ભણેલા ભૂલ સૌ કરતા;
ભૂગોળો ભાળો ને વાંચો, કૃપાળુ જ્ઞાનના જ્ઞાતા. ૧

અભણની આંખ મીંચાણી, ઉદ્ધતની દૃષ્ટિ ખેંચાણી,
કરે સૌ ગેલ ને હરકત, નિરક્ષર જ્યું વદે વાણી. ૨

અરે! જોતા નથી જગમાં, ભૂગોળોના ભણેલાઓ;
કહાં દુનિયામંહી દિપે, પ્રતાપી પારકર ઉંચો. ૩

અહા આ સપ્ત સિંધુમાં, વળી આનર્ત સૌરાષ્ટ્રે;
બતાવો દાખલો એવો, કહાં છે પારકર પાછળ. ૪
કરે જે મશ્કરી ભારી, ઠરે તે નર્ક અધિકારી;
ગણુત્રી સૌમાં સારી છે, પ્રભુની પોથીમાં મ્હારી. ૫
સ્થાનોમાં સરસ સૌથી, હતા જ્યાં મુનીવરો સારા;
પૃથ્વી માંહી અતિ પ્યારા, અમારા મુલ્કના ધારા. ૬
હજારો મોખરે પડતા, કંછકના રૂધીર રેડાતા;
અમારા દેશના વીરા, અહા ! સંગ્રામમાં પડતા. ૭
વળી ભક્તિ મહીં આવો, હતો જ્યાં તપસ્વી બાવો;
કંછકને કારણો પુછો, પછી જઇ મશ્કરી કહાવો. ૮
કહેશે કોઇ દુર્ભાગી, ખરાબીમાં ખળેલો જે;
મહા હિણો મતિ બુરો, ગણાશે સૃષ્ટી માંહી તે. ૯
ખરા જે માડીના જાયા, કદરદાની સુરા શાથી;
બાકીના બાયલા સાચા, કહેવાશે ન તે ભાથી. ૧૦
કરો નહિં મશ્કરી તેની, અહા ગરીબાઇ જ્યાં હાલે;
પ્રભુને પ્રાણથી પ્યારા, ગરીબાઇમાં જે મ્હાલે. ૧૧
થયો છે કોપ કુદરતનો, ચઢ્યો છે કાળને ઝુલે;
અહા દરીઆ વચ્ચે જઇને, અમારું વહાણુ તો ડુલે. ૧૨
અહા આ કાળનો ઝુલો, ઘડીમાંહી વહી જાશે;
ઘડીના આ તમાશામાં, થવાનું તે થઇ જાશે. ૧૩
કરો છો આમ શું ચાળા, અમારા વખ્તના માટે;
વિંધાશો એક દિન એવા, તમો આ કાળના કાંટે. ૧૪
નિયમ છે એજ કુદરતનો, અહા તેને ન કો ઝાલે;
અમારી આજ વારી તો, તમારી જાણુજો કાલે. ૧૫

સૌનું હિત ચાહોને, કરો નહિં મશ્કરી ભારી;
કહે છે દેવજી ક્ષત્રી, મેળવશો મોક્ષની બારી. ૧૬

---

# પારાણો—કાળુંઝર.

(રાસડો)

પારાણો હીરો કાળુંઝર ઉભો છે નગર શહેરમાં;
થાય તારાથી ગરીબોનું ગુજરાન રે—પારાણો હીરો॰ ટેક

જાતરે જાતને ભલી જ ભાતની;
નવલી નવલી ચીજો પાકે અપારરે—પારાણો॰ ૧

જડીરે બુટીનો તું ભંડાર છે;
લેવા માટે આવે પરદેશી વૈદરે—પારાણો॰ ૨

સાડધરો ઉભો છે તારી જ સ્હાયમાં;
ડાબી બાજુ અંચલેશ્વરની આણુરે—પારાણો॰ ૩

દક્ષિણે હિંગળાજ માતાનું સ્થાન છે;
બ્રહ્મક્ષત્રીઓની કુળદેવી સાક્ષાતરે—પારાણો॰ ૪

ઉંચોરે ઉંચો શિખરે જ દીસતો;
સાહેબ ચંગો તરવટ કેરો નિશાનરે—પારાણો॰ ૫

બારણે ગંગા ઉત્તરમાં જ દીપતી;
પશ્ચિમે કંઇ ગઉમુખી ગોઝારરે—પારાણો॰ ૬

મૃગી કુંડની મુલકમાં જ જાણુ છે;
બીજો સારો વેલડીઓ આ સ્થાનરે—પારાણો॰ ૭

આસનેરે માટે રૂડેરાજ સ્થાન છે;
ઝીંઝવાળાને બરૂવાળી વિશેષરે—પારાણો૦ ૮
ઋષિરે મુનિઓ તારામાં વિરાજતા;
બીજો હતો શુરવિરોનો સ્થાનરે—પારાણો૦ ૯
મહિમારે તારો બહુ અપાર છે;
જાત્રાળુઓના ટોળાં આવે તમામરે—પારાણો૦ ૧૦
પ્રભુનારે પ્રતાપે વસ્યો જો પારકરે;
તારા ગુણને વારી જાઉં રે—પારાણો૦ ૧૧
દાસરે દેવજી ગાવે જોને પ્રેમથી;
ગરવો કાળુંઝર ગિરીરાજરે—પારાણો૦ ૧૨



